-વન્દે માતરમ્-

# રાષ્ટ્રીય ગરબાવળિ.

---

પ્રાણ પ્રાણે રે, પ્રાણ પ્રાણે ભરી સ્વદેશભાવ,
સહુ રાષ્ટ્રગાન ગાવા, ઘડીક આવજો રે લોલ.

સંગ્રહકર્તા-

નટવરલાલ વીમાવાળા.

પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર.

૧૮૦ કેળાંપીઠ-સુરત.

# બે બોલ.

ગુજરાતમાં રાષ્ટ્રીય ભાવનાનો જે નવો યુગ મંડાયો છે, તેની પ્રતિમા રૂપે ઘણાંએ રાષ્ટ્રીય કાવ્યો રચ્યાં છે. પરંતુ ગુજરાતનાં કાવ્યશોખનું વિશિષ્ટ લક્ષણ-જે અન્ય પ્રાંતોમાં નજરે નથી પડતું તે ગરબાનો ઉપયોગ તો સ્વરાજનું કીર્તન કરવામાં ઝાઝો નથી થયો. છતાંયે એ દિશામાં પ્રયત્ન નથી થયા એમ નથી. ગુજરાતનાં સ્ત્રીજનોમાં રાષ્ટ્રીય પ્રેમ પ્રેરવા ગરબાનું સાધન બહુ ઉપયોગી છે. એમાં શક નથી. અને એ સાધનનો પૂરો લાભ મળે એટલા ખાતર તેમજ રાષ્ટ્રીય કન્યાશાળાઓની એક જરૂરિયાત પૂરાય એ ઇરાદાથી છુટાંછવાયાં રાષ્ટ્રીય ગરબાઓનો આ સંગ્રહ ગુજરાતને ચરણે ધર્યો છે. એમાં ત્રુટિઓ તો હશેજ; છતાં, આશા છે કે પ્રથમ પ્રયત્ન માની લઈ ગુજરાત તેની યોગ્ય કદર કરશે. વિદ્વજ્જનોને આ સંગ્ર-

હની ખામીઓ દર્શાવવા ખાસ અરજ છે, જેથી બીજી આવૃત્તિ વખતે તેમની સૂચનાઓનો ઉપયોગ થઈ શકે.

ફાલ્ગુન શુક્લ પક્ષીય }
તૃતિયા ૧૯૭૮ }



## બીજી આવૃત્તિ.

પ્હેલી આવૃત્તિ જેમણે વાંચી હશે -જોઇ હશે, તેઓને આ નવી આવૃત્તિ એ નવાં પુસ્તક સમીજ ભાસશે.

કારણ પ્હેલી આવૃત્તિ યોજતી વખતે કન્યાશાળાની જરૂરિયાતનું દૃષ્ટિબિન્દુ રાખ્યું હતું. આ નવી આવૃત્તિ નાનાં મોટાં સૌ કોઇ વાંચે, ને તેનો ઉપયોગ કરે એ હેતુથી એમાં વધારે વિશાળ દૃષ્ટિબિન્દુથી ચૂંટણી કરી છે. વાંચકવર્ગને એ અનુકૂળ થાય છે કે કેમ તે તો આગળ જણાશે.

આ પુસ્તકનો ઉપયોગ કરનાર પ્રત્યેક બ્હેનને અમે ભૂલચૂક તથા સુધારા વધારા માટે સૂચનાઓ કરવા ખાસ વિનવિએ છીએ.

ફાગણ સુદ ૭ઠ }
૧૯૭૯ }

સાહિત્ય સેવાભિલાષી
વ્યવસ્થાપક
ગાંડીવ સાહિત્ય મંદિર.

# —સાંકળિયું—

## ૧. "જય જય ગરવી ગુજરાત"

જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત !
દીપે અરૂણું પરભાત !
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુમ્બી પ્રેમ-શૌર્ય અંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત,
ઊંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત !

ઉત્તરમાં અંબામાત,
પુરવમાં કાળીમાત;
છે દક્ષિણ દિશામાં કરન્ત રક્ષા કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત!

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણને રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર—
સંપે સોહે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત!

તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત
શુભ શકુન દિસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઇ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત!

—કવિ નર્મદ

## ૨. ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત;
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત !
[illegible]રા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શિશ;
માત મીઠી તુજ ચરણુ પડીને માંગીએ શુભ આશિષ !
અમારી—

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ;
રસફૂલડાં વીણુતાં વીણુતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !
અમારી—

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !
અમારી—

ઊંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ અંતર [illegible] તારી છાંય;
અમારી—

રસસરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર !
અમારી—

હિંદુ, મુસલમાન, પારસી, સર્વે માત ! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ !
અમારી—

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દો અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર !
અમારી—

નમીએ નમીએ માત, અમારી ગુણવંતી ગુજરાત !
અમારી—

—શ્રી અરદેશર ખબરદાર.

* *
*

## ૩. ગુર્જરી કોણ કહે કંગાલ ?

ગુર્જરી કોણ કહે કંગાલ !
માત મુજ મીઠી દિલ દરિયાવ !

મીઠી મનોહર વાણી તારી, ઉર ઉરમાં ગુંજાય
રણકારો રૂપેરી ઘંટડી શો મા ! તારો થાય !
માત મુજ મીઠી દિલદરિયાવ—ગુર્જરી

અમારા ભાગ્ય હીણાં છે આજ;
અપર મા કરતી ઘરમાં રાજ;
વિના અપરાધ તજાતી માત;
બાળકો કોટી દેતાં શાપ.
અવનિ પર શું અમ સરખા છે કો નિરભાગી લોક ?
માત સગી સમ પારકી શું કદિ પૂરશે ઉરના કોડ ?
હાય ! મુજ ઉર કૈં કૈં થઈ જાય
હૃદયસર મારું આ ડહોળાય—ગુર્જરી

લવે જન પામર વગર વિચાર
કહે છો ' શું શાં પૈસા ચાર '
અમોને તેની શું દરકાર ?
અમારે મન તું હૈયાહાર
ઓછી અધુરી જેવી તેવી, પણ મા તે ની માજ.
કોણ તજે નગુણા વિણ જગમાં રંક છતાં નિજ માત ?
માત મુજ મીઠી દિલ દરિયાવ
ગુર્જરી કોણ કહે કંગાલ ?

—શ્રી કલ્યાણજી મહેતા

# ૪. ગુર્જરી સ્તવન

શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાંરે લોલ.
રમત વાટમાં રે લોલ, ફરીએ સહિયર નીતિ સાથમાંરે લોલ.
શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાંરે લોલ,

હવે આંજી આંખડી રેલી મીઠા સૂર,
આતમ સ્નેહે ઉજવીએ ઉત્તમ ગુર્જરી નૂર.

સખી ! વિશ્વની શી વાડી હિન્દ માવડી રે લોલ !
ભલી હિન્દની રસિક ભૂમિ ગુર્જરી રે લોલ !
રૂડી ગુર્જરીમાં પ્રૌઢ શોભા પાથરી રે લોલ !
સખી ! ગુર્જરી વિલાસ વાડી આપણી રે લોલ !
શીળી રાતમાં રે !—

[illegible] તણા પણ હૃદયથી નમીએ સૌ જગરાય;
જન્મ લીધો આ ભૂમિમાં કુદરત જ્યાં છલકાય.

તીણું ગાતી મીઠી નદીઓ ત્યાં શી રમે રે લોલ !
પૂરાં ખીલી ઝુલી ખેતરો ધીરાં હશે રે લોલ !
[illegible] વૃક્ષ ફળ ફૂલ છે રે લોલ !
સખી ! મધુરકંઠી પંખીડાં પણ શાં વસે રે લોલ !

મનહર મોહક ભૂમિ આ, આપણ એનાં બાળ,
નિર્મળ નેહે શું નહિ, ધરીએ એ પર વ્હાલ !

સખી ! માટે, હૃદય શું ના બાળીએ રે લોલ !
સખી ! ગુર્જરીનું હિત શું ના ભાળીએ રે લોલ !
સખી ! સ્વાર્થ એને કાજ શું ના છાંડીએ રે લોલ !
સખી ! સમય આવે પ્રાણને પણ પાડીએ રે લોલ !
શીળી રાતમાં રે—

—શ્રી વસંતવિનોદી.



## ૫. ગુર્જરી ગૌરવ.

સખી ગુણીયલ ગુર્જર માત, નિત્ય નિત્ય નમીએરે.
થઇ આપણ સહુ રળીઆત, મ્હેનો રમીએરે.

જ્યાં નાનાં મોટાં રાષ્ટ્ર, નિત્ય નિત્ય નમીએરે,
ઓખામંડળ સોરાષ્ટ્ર. મ્હેનો રમીએરે.

જ્યા ગિરિવર એ ગીરનાર, નિત્ય નિત્ય નમીએરે,
શેતરૂંજે જય જયકાર, મ્હેનો રમીએરે.

જોઈ દ્વારિકા પાટણપૂર, નિત્ય નિત્ય નમીએરે,
વળી રૂદ્રમાળ સિદ્ધપુર બ્હેનો રમીએરે.

રૂડું રાજનગરનું શહેર, નિત્ય નિત્ય નમીએરે,
જ્યાં ગાંધીજીની મહેર, બ્હેનો રમીએરે.

ખેડુત છે બહાદુર લોક, નિત્ય નિત્ય નમીએરે,
એ ચરોતરને ચોક, બ્હેનો રમીએરે.

સુરતના ગુણીજન યાદ, નિત્ય નિત્ય નમીએરે,
સાક્ષર ભૂમિ નડીઆદ, બ્હેનો રમીએરે.

રૂડી પાવાગઢની સહેલ, નિત્ય નિત્ય નમીએરે,
જ્યાં મહાકાળીના મહેલ, બ્હેનો રમીએરે.

નદી સાબરમતીને તીરે, નિત્ય નિત્ય નમીએરે.
ત્યાં દેશ ગજવતો વીર, બ્હેનો રમીએરે.

ગાંધીજીનો એ બોલ, નિત્ય નિત્ય નમીએરે,
ખાદી પહેરો દઈ કોલ, બ્હેનો રમીએરે.



# ૬. ધન્ય મારી ભારતભૂમિ રે.

અવનિમાંહી ઓપતી ને કાંઈ સંત-સુભટ કેરી માતરે,—ધન્ય
મારી ભારતભૂમિરે.
વિદ્યા-કલાની રૂડી વાટિકાને તારા ગર્ભે રતન-મણિ જાતરે-ધન્ય.
ચરણે મહા નીર ધૂધવે ને શિરછત્તર હિમાલય પ્હાડરે—'
માથે મુકુટ માથે ધર્યો છે કાશ્મીરી મહા મૂલ્યવાનરે—'
હૈયે હીરાના હારલારે વહે સિંધુ ગંગાનાં નીરરે—'
ઉરે ભર્યાં શૂર દુધડાં તે ધાવે શીખ રજપુત રણ ધીરરે—'
કેડે કટિબંધ મેખલારે વિંધ્ય-આબુગિરિ તણી હારરે—'
જમણે ફરૂકે મારી માવડીરે તારે પાલવડો કચ્છ ગુજરાત—'
ડાબી ભૂજાએ ભેરી ભૂંગળો ને ડંકો સુદેશ બંગાળરે—'
ભારત ભૂમિરે મારી ભારત ભૂમિરે તારી રિધ્ધિ સિધ્ધિનો નહિ પારરે-'
વરસો વરસ તારા આંગણેરે થાય અન્નતણા અંબારરે—'
જુવાર-ધઉં ને બાજરી ને વળિ ચોખા કઠોળ નહિં પારરે—'
લાખો ખેતરમાં નીપજેરે માતા મોંઘા મૂલના કપાસરે—'
આંબા ગુલાબની વાડીઓ ને વળી અમૂલખ ઝૂલતાં ઝાડરે—'
રિદ્ધ ને સિદ્ધિ તારી એવી ઘણીરે જેનો ગણતાં ન આવે પારરે—'
સારા જગતની સંપત્તિરે આંગણીએ એકઠી જણાયરે—'

ભારત ભૂમિરે મારી ભારત ભૂમિરે તારા પુણ્ય તણો નહિ પારરે—ધન્ય
તેતરીશ કોટિ અતિ બલીરે તારા ખોળામાં ખેલતાં બાળરે—'
આર્ય-મુસલમીન-પારસી તે મારી માડીના જાયા વીરરે—'
સંપે મળીને એક સાથે અહો સેવા કરે મહા ધીરરે—'
સ્વામી દયાનંદ, ગુરૂ ગોવિંદ, રામમોહન, વિવેકાનંદરે—'
ધર્મના સુધારમાં અર્પી ગયારે નિજ કાયા તે આનંદ કંદરે—'
દેવ સમા દીકરા દાદા થયા ને વળી કર્મવીર ગોખલે મહાનરે—'
વિધ વિધ વિઘ્નો ટાળી ગયા ને તારાં વિશ્વે વધાર્યાં માનરે—'
આજેય દેશભક્ત એવા અનેક તારા ચરણે ખડા છે માતરે—'
દક્ષિણમાં દીકરો તિલક ગર્જ્યો ને જાણે સ્વરાજ્ય મૂર્તિમંતરે—'
સત્યે શૂરા પૂરા તપસી સમા ગાંધી ગાજે છે હિંદુસ્થાનરે—'
ભૂમિ પંજાબમાં રાખી છે નેક ટેક લાલા તે લાજપતરાયરે—'
દેશ બંધુ દાસ તો ગાજી રહ્યો છે બંગદેશે મહારથિ સમાનરે—'
મહમદ-શૌકત ઘૂમી રહ્યા છે નિર્ભયતાથી કેસરી સમાનરે—'
નેહરૂ પટેલ ને સરલાદેવી વળી શક્તિ સરોજીની માતરે—'
લાખો કરોડ આવા સાધુ-સપુત તારી સેવા કરે દિનરાતરે—'
સુઃખ દુઃખ ઉર કાંઇ લેખે નહિને તારી ભક્તિનાં દિવ્ય ગીત ગાયરે—'
હિંદુ-મુસલમીન-શિખ ભેટયા ભાઈ ભાઇ થઇ આજરે—'
શસ્ત્ર સુદર્શન રેંટીયો ફરે કાપતો બેડીના બંધરે—'
અહિંસા સ્વદેશી ધર્મ ગણી પાળે મન વચનને કર્મરે—'
અમર તપોરે માત અમર તપોરે તારો પુનિત નામ મહિમાયરે—'
દેજો આશિષ માત બાલુડાં તારાંની ફળજો સ્વરાજ શુભ આશરે—'

# ૭. માડીની ઝુંપડી.

દુ:ખીયાંનો વિસામો રે, માડી! તારી ઝુંપડી.
રણવગડાનો છાંયો રે, આંધળીઆની લાકડી.

કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆં સંતાય,
અમલ કમલ દલ પર પંખીડાં, બ્રહ્મલીલાને ગાય.

રઢિઆળી એ વાડી રે, સોહવતી એ ઝુંપડી.
આજે ખાવા ધાતી રે, નિર્જન રણમાં ઝુંપડી.

ધર્મ કર્મ રસ કસ લૂંટાયાં, ઘરઘર વખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લુટાયું, ખેંચાયાં તુજ ચીર;

લૂંટાતી એ માડી રે, ખાલી તારી ઝુંપડી.
ખાલી તોયે મારી રે, માડી તારી ઝુંપડી—દુ:ખીયાં

ધન સંચી ખેતર સૂકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ.
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ.

તેને સાડે સ્હાતી રે, માડી તારી ઝુંપડી;
પોપણીઆં શી પાતી રે, આછી જાડી રાબડી—દુ:ખીયાં

વન ટિંચ્યાં સિંચાણે સઘળાં, અંવશ પડયાં તુજ બાળ,
દાંગ કર્યોને હડધૂત કરીને રણવગડે દે માર;

અંક સેવા ધાતી રે, તેને માતા રાંકડી.
શીળી છાંયે ધાતી રે, માડી તારી ઝુંપડી–દુઃખીયાં.

કણુકણુ કાજે વનવન વિંઝે તુજ બાહુડાં પાંખ,
પણુ સુખ દુઃખનાં લ્હાણું લેવા, ઠરતી તુજ પર આંખ.

અંતે તું સંઘરતી રે. માતા મ્હારી દુબળી;
પ્રભુનો પથ દાખવતી રે, માડી તારી ઝુંપડી–દુઃખીયાં.

તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી તું સુરલોકનું દ્વાર;

નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી.
જન્મભૂમિવત પાળી રે, શણુગારીશું ઝુંપડી–દુઃખીયાં.

—સ્વ૦ જીવાભાઇ પટેલ



## ૮. ભારતનાં યશોગાન.

ભગિની ! ભાવે આજે ભેળાં મળીને આપણે રે !
કરીએ હિંદ-માતનાં પ્રેમેથી ગુણુ-ગાન;
ચૂમીને પુનિત જનની કેરાં શિવદ-ચર્ણુંને રે !–ટેક.

સાખીઃ

નંદન-વન અવનિમહિં, કલ્પ-વૃક્ષ સમ માવ.
ધેનુ કામદુધા બની, પૂરે મનના ભાવ.
માતા ! સર્વ પ્રજાઓ આકર્ષાઈ તે થકી રે !
આવે સેવા ત્હારૂં પવિત્ર સુખદ શર્ણું !
ભગિની ! —૧

સાખીઃ

ધર્મ-ધરિત્રી માવડી ! કરૂણાનો અંબાર,
ઝરણાં ઝરતાં સ્નેહનાં ત્હારે હૃદયાગાર.
માતા ! પુનિત ભાવે પુત્રસમાં ધરી ભાવને રે !
પૂરતી સર્વ કોઈના મન-માનીતા ભાવ !
ભગિની ! —૨

સાખીઃ

કૃષ્ણ, રામ, ગૌતમસમા, ભાર્ગવ ને વામન;
અવતારો બહુ અવતર્યા જનની ! આ તવ તન.
મુનિ વ્યાસ, પરાશર, મનુ અને શુકદેવજીરે !
આદિ જન્મ્યા જ્યાંથી નમીએ ધારી પ્રેમ !
ભગિની ! —૩

સાખીઃ

સાવિત્રી, તારા, સીતા, દ્રૌપદી, નૈષધ-વામ:
અનસૂયા, મંદોદરી, પ્રાતઃસ્મરણીય નામ.



ગાર્ગી બ્રહ્મચારિણી, સતીઓનું સુખધામ જે રે !
માતા ! દીધો આવી પુનિત નારને જન્મ !
ભગિની ! —૪

સાખી:

પવિત્ર ને પુણ્યદ વળી, શ્રુતિ સ્મૃતિનાં વેણ;
મહાભારત ને ભાગવત, ઉપનિષદ્-દર્શન.

એવા સત્ય સનાતન ધર્મતણા સિદ્ધાંતને રે !
શીખી, વતી તરીએ પ્રેમે આ ભવ-સિંધ !
ભગિની ! —૫

સાખી:

દેવ-ભૂમિ તુજને ગણે દુનિઆમાં સહુ કોય;
લેવા ઉદર તાહરે, જન્મ ભાવના હોય.

એવી તીર્થ-સ્વરૂપા પવિત્ર ભારત માત ! તું રે !
માની અહોભાગ્ય ને કરીએ ત્હારી સેવ !
ભગિની ! —૬

—'શ્રી મણિ-મંડન'



## ૯. ભારતી સ્ત્રી–ગીત.

( ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ–એ રાગ )

ગરબે રમવા સાહેલી સંચરો રે લોલ
ભારતીમંદિર ચારૂ ચોક, પ્રીતિથી ફરો રે લોલ
આવો બ્હેની ! ગીત રંગ રેલીએરે લોલ–ટેક
દેશ વાડી નવ પલ્લવ ભરી રે લોલ
કુંજ કુંજ ધારી પુષ્પપુંજ, વૃક્ષવલ્લરી રે લોલ
આવો બ્હેની ! જનની–ગાન ગાઇએરે લોલ—ગરબે

સાખી:

ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર;
રમે સિંધુ કાવેરી જ્યાં, રમ્ય નર્મદા તીર.
ગુર્જરી બંગસુંદરી મળી રે લોલ
કાશ્મિરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી રજપુતાણીઓ રે
આવો બ્હેની ! ઐકયતાન ગાઇએ રે લોલ—ગરબે

સાખી:

હિમાલય શિરસમ ઉંચી, નિર્મલ એ મન આશ,
ભિન્ન અતિ રીતિ તદપિ રહો, એક ઉર અમ વાસ.

લાવો-લાવો હૃદયપાત્રમાં ધરી રે લોલ
મંગળ પ્રીતે અર્ઘ્ય, ભક્તિ આત્મસુવાસે ભરી રે
આવો બ્હેની ! માતૃભૂમિ પૂજીયેરે લોલ—ગરબે

—શ્રી સુમન્ત.



## ૧૦. ભારતી—પૂજા.

( ગિરધારીરે, વાત કહું તે વિચારો )

ભારત મારે—
પ્રેમે પૂજન તુજ કરિયે,
વળી સેવા તુજ આદરિયે—ભારત મા
મા સેવા તુજ પાવનકારી રે,
સહુ સંકટને હરનારી રે,
વળી ભક્તિ હૃદય ભરનારી રે—ભારત.
તારી સેવાનાં રૂપ ન્યારાં રે,
સ્વદેશીમાં ને રેંટીયે સમાયાં રે,
વળી દેશપ્રીતિમાં મનાયાં રે—ભારત.
અમે આજ પ્રતિજ્ઞા કરીશું રે,
બસ વસ્તુ સ્વદેશી વાપરીશું રે,
એવી રીતે સેવા આદરીશું રે—ભારત.

—શ્રી નટવરલાલ વીમાવાળા.

## ૧૧. સૂતર કાંતોને.

રાગ—( અલબેલી અંબામાત જોવાને જઈએ )

સૌ બ્હેનો ધરીને ઉમંગ, સૂતર કાંતોને;
નિજ કરવા નિર્મળ અંગ, રેંટિયા રાખોને.
સત્ય શિયળ સચવાશે જેથી, સુજે ન દુર્ગુણ એકરે,
વિદેશી વસ્ત્રો ત્યાગ કરો તમે, સમજી રૂડા વિવેક-સૂતર.
ફેશન તણી હવાએ ફુલ્યાં ન રહ્યું પોતાનું ભાનરે,
નિર્લજતાનો આંક રહ્યો નહિ બન્યાં તે છેક નાદાન-સૂતર.
ઝીણાં વસ્ત્રોનો મોહ મટાડી, મનનો કરોને નિરોધરે,
હાથે સૂતર કાંતો પોતે, એવો ગાંધીજીનો બોધ-સૂતર.
માતાઓ જ્યારે મનથી સમજી, કરશે મદદ અપારરે,
દેશ તણો તવ ઉદ્ધાર થાશે, વદે મહાત્મા વારંવાર-સૂતર
શકિત રૂપે થઇ ચક્ર ફરવો, સુદર્શન શુભ નામરે,
સૂતર તાંતણે સ્વરાજ મેળવશો, ઉરમાં ધરીને હામ-સૂતર.
ગૃહસ્થોના ઘરનું એ રમકડું, સાધન ગરીબનું થાયરે,
લાભ સર્વને સરખો આપે, મર્યાદા સચવાય-સૂતર.
વિધવાઓએ અવશ્ય લેવું, રેંટિયા વ્રત નિરધારરે,
ધર્મ આખરે તો સચવાશે, તરશે આ સંસાર-સૂતર.

ચૂલા વિના ઘરમાં નવ ચાલે તેમ રેંટિયા વિષે એક ગણાયરે
હમેશાં તમે સુતર કાંતો દુઃખ દરિદ્ર દૂર થાય—સુતર.
શું મહિમા કહું રેંટીઆનો હું, કહેતાં ના આવે પારરે;
અનુભવી જન સુખ એતો જાણે, જેની કીર્તિ ત્રિભુવન ગાય-સુ.

—શ્રી ગોધરાકર.



## ૧૨. સ્વદેશી.

અમે તો વસ્તુ વિદેશી વિસારી
ગણી છે સર્વ સ્વદેશી પ્યારી—અમે

મોંઘેરા અમ મુલ્ક તણી ધરણી રસકસ ઉભરાતી,
જાત ભાઇની જહેમતથી ઉપજેલ ચીજ સ્વીકારી—અમે

અંગ ઢાંકવું વિદેશી વસ્ત્રે વરવો લાગે ઢંગ,
ધાડી પાતળી જન્મભૂમિની ખાદી શરીરે ધારી—અમે

રઢિયાળા સહુ દેશહુન્નરો ખીલવશું ભલિ ભાત,
રખવાળા એ સ્વતંત્રતાના મોહનમંત્ર પુકારી—અમે

—શ્રી આબે હયાત.

## ૧૩ સૂતરને તાંતણે.

અમે લઇશું આજ સ્વરાજ્ય
સૂતરને તાંતણે !
નહિ લેવા જઇએ રાજ્ય
અધમને બારણે !—અમે૦
અમે કરીશું સેવા સંઘની
છે સત્ય માર્ગ સ્વરાજ
સૂતરને તાંતણે !—અમે૦
સહકાર કરી સહુ હિન્દમાં
અમે લઇશું પૂર્ણ સ્વરાજ્ય
સૂતરને તાંતણે !—અમે૦
પ્રિય ધર્મયુદ્ધ, આ હિન્દનું
અમે જીતીશું જ સ્વરાજ્ય
સૂતરને તાંતણે !—અમે૦
કરી આત્મવિકાસ અનેકધા
ષડ્શક્તિઓ લઇ સાથ
સૂતરને તાંતણે !—અમે૦

હિન્દે અતિયોગ અન્યાયનો
કરીશું અશસ્ત્ર અસહકાર
સૂતરને તાંતણે !—અમે૦
કરી આત્મશુદ્ધિ બળ પામીએ !
અમે જીતીશું જ સ્વરાજ્ય
સૂતરને તાંતણે !—અમે૦
અમે લઈશું આજ સ્વરાજ્ય
સૂતરને તાંતણે !—અમે૦

—શ્રી કનુભાઇ દેશાઇ



## ૧૪. રેંટિયો.

ભારત ભાગ્યોદયનો, રૂડો રૂપાળો રેંટીઓ રે;
મનહર, સુખકર, દુઃખહર, દયાનિધિ એ દેવ
પ્રીતે, પધરાવોને મંદિરમાં સૌ બ્હેનડી રે.-ભારત.

સાખીઃ

જુનો પુરાણો રેંટીઓ, ફરતો હતો અહમાંય,
તજ્યો તેહને જ્યારથી, દુઃખી થયાં સૌ કોય.

તેના પાપે પરદેશીની ગુલામીમાં પડ્યા.રે
કરશે મુક્ત તમોને જીવનપ્રાણાધાર
પ્રીતે પધરાવોને મંદિરમાં સૌ બ્હેનડીરે-ભારત.

સાખીઃ

કપાસ ભારત દેશનો, પરદેશી લઈ જાય,
આપે વીશ કરોડ ને, બાસઠ ઘસડી જાય.

આવે ખોટ ખરી અહીં, બેતાળીશ કરોડનીરે,
એથી દેશ આપણો, બહુ દુર્બળ દેખાય,
પ્રીતે પધરાવોને મંદિરમાં સૌ બ્હેનડીરે.-ભારત.

સાખીઃ

અન્નપૂર્ણા આ દેશના, રૂડા રેંટીઓ સ્હોય,
ફેરવજો ધરી ટેકને, અધિક આનંદ હોય.

કાંતી હાથ વણેલાં વસ્ત્રો અંગે ધારજોરે.
અવિનાશી કંઈ થાશે, દેશ તણો ઉધ્ધાર,
પ્રીતે પધરાવોને મંદિરમાં સૌ બ્હેનડીરે.-ભારત.



## ૧૫. રંગીલો રેંટિયો.

રૂડો રંગીલો મારો રેંટીયોરે બેન,
જાણે નાનીશી નાજુક મીલ જો;
ગાતી પ્રભુજીનાં પારણાંરે બેન,
કાંતું પરોવી દીલ જો. રૂડો રંગીલો.

ભાઇરે સુતારીએ ઘડી દીધોરે બેન,
એનો એ મોટો ઉપકાર જો;
જુવાનીને એ જાળવેરે બેન,
વૃદ્ધાવસ્થાનો આધાર જો. રૂડો રંગીલો

કાંતું ઝીણું, ને ભરૂં કોકડાંરે બેન,
થાયે સફળ નવરાશ જો;
દેવે દીધોરે દિકાઢણોરે બેન,
આવે હૈયામાં હોંસ જો. રૂડો રંગીલો.

રંકને આપે રોટલોરે બેન,
ઢાંકે ઉઘાડાં અંગજો;
શ્રીમંતને પરમારથ શીખવેરે બેન,
વળી વધારે ઉમંગ જો. રૂડો રંગીલો.

આંખને એ અતિ કેળવેરે બેન,
હાથ બને હોંશિયાર જો;
વિધવાને એ ધન વીરડોરે બેન,
સધવાને સ્વર્ગ નીસાર જો. રૂડો રંગીલો

બુદ્ધિને બહુ ઝીણી કરેરે બેન,
શમ દમ શીખવનાર જો;
એવો મધુર સૂર ઉચ્ચારેરે બેન,
જાણે જગપતિનો ઝળકાર જો. રૂડો રંગીલો

જેની દીવેટ દેવ દીવડેરે બેન,
એના કરી પટકુળ જો;
પ્હેલાં પ્હેરાવું મારા દેવનેરે બેન,
વરસાવે આશીષ ફૂલ જો. રૂડો રંગીલો

ઇશ્વરી અમારા રેંટીયારે બેન,
મંડાવજો ઘેર ઘેર જો.
મોહન મનથી નહિ મૂકેરે બેન,
નામાં ઉઘાડાંની મ્હેર જો. રૂડો રંગીલો.

—શ્રી હંસ





૪

## ૧૬. દેશનો રત્નભંડાર

ભજું મારી ભરતભૂમિ.
ઝળહળતી જ્યોતિ સમાન; ભજું મારી ભરતભૂમિ.
સોહે શશી રવિ સમ સંતાન, ભજું મારી ભરતભૂમિ.

નિર્ભય જયટંકાર ગજવતા શુદ્ધ સનાતન વીર રે,
સત્યાગ્રહી સમશેર ગ્રહી ગુર્જર ગાંધી ગંભીર–ભજું.

તાજહીણા રાજાને નામે ફિરોજશા મશહુર રે,
સ્થાન સવાયું ઝીલ્યું ઝીણાએ મુંબાઇ છે મગરૂર–ભજું

શિવાજીના વંશજ દક્ષિણે, રાનાડે રખવાળ રે,
ગુરૂ–શિષ્યના અંશે તપતા, તિલક કેસરી બાળ–ભજું

પંજાબે પયગંબર સરખા લાલા લજપતરાય રે,
મદ્રાસે મન મોહક મૈયા બિસંટ વ્હારે ધાય–ભજું

વન ગૂહા ગઢ ભેદક ગર્જન સિંહ સમોવડ શૂર રે,
બંગાળે બેનરજી ઠાકુર બાબુ કુટુમ્બ ભરપૂર–ભજું

આયરને માલવિયા તાના બોઝ જહુ સરકાર રે,
[illegible]ક, અલિ, નેહુ, નભતારક ઘેરે તેજ અપાર–ભજું

લોકમાન્ય ને દેશદીપક બહુ [illegible]ભા ભૂમિભકત રે,
અમ હિત અરથે ભરતભૂમિ! તેં આપ્યાં અમુલખ રત્ન–ભજું

—શ્રી કેશવ હ. શેઠ.

## ૧૭. વીર હાક

હાક પડી વીર નર જાગજોરે, બની બહાદુર આવાર
ધરી શસ્ત્ર અસહકાર, (૨)
રણુનાં રણશિંગા વાગીઆં.

સાબરમતીથી સૈન્ય નીસર્યું રે, બન્યા ગાંધી સરદાર
રેંટીઆ ઠામ ઠામ થાપીઆ,
કાઢે સૂર અસહકાર(૨)—રણુનાં.

ચક્ર સુદર્શન ફરી વળ્યું રે, ભલી ભારત મોઝાર,
દસે દિશા લાગી ડોલવા,
કહે કરો અસહકાર(૨)—રણુનાં.

શૌકત મહમદ બે બંધવારે, ખરા મુસલીમ સરદાર.
ગાંધીજીના બન્યા જોઠીઆ,
ધર્યું શસ્ત્ર અસહકાર—રણુનાં.

ઉત્તરથી લાલા પધારીઆરે, કરી કીચલુના સંગ,
નેહરૂએ અલ્હાબાદ ડોલાવીયું,
કરી વકીલાત બંધ—રણુનાં.

બંગમાં દેશબંધુ જાગીયારે, કરી વૈભવનો ત્યાગ,
ગાંધીજીને કહેણુ મોકલ્યું;
છઉં દેશનો હું દાસ—રણુનાં,

મદ્રાસમાં યાકુબ ઘૂમતારે, જેને રાઘવની સહાય,
જેલમાં જઇ પાવન થયા,
નહિ માંગ્યો જેણે ન્યાય—રણુનાં.

દક્ખણમાં કેલકર દોડતારે, જેની વાગે વીર હાક,
તિલક જતાં જે ડગ્યા નહિ,
નહિ સરકારની ધાક—રણુનાં.

દિલ્હીના મશહૂર હકીમજીરે, કર્યો નુસખો તૈયાર,
ગોળી બનાવી આપી દેશને,
જેનું નામ અસહકાર—રણુનાં.

દેવી સરોજીની મોખરે. જેનો કોયલનો કંઠ,
ભારતની નારી જગાડતાં,
જેણે રાખ્યો છે રંગ—રણુનાં.

મુંબઇમાં છોટાણી ઝુઝીયારે, કરી દીન માટે દાઝ
લાખો કરાવ્યા રેંટીયા,
જેણે સાર્યું દેશકાજ—રણુનાં.

મોહમયી જે મોહમાંરે, કીધો નિદ્રાનો ત્યાગ
એકે અવાજે આગળ થઇ,
રાખી ભારતની લાજ—રણુનાં.

બાઈ ભરૂચા રંગ રાખીયેરે, કરી ફેશનનો ત્યાગ,
પારસી પંચને જઈ મળ્યા,
લીધો ગાંધીજીનો સાથ—રણનાં

રામ લક્ષ્મણની જોડલીરે, ખરા પંચના પટેલ,
ઘૂમી રહ્યા છે ગુજરાતમાં,
કરી મૂક્યા રેલછેલ—રણનાં.

વામન ડોલાવે પંચમહાલનેરે, જુએ શાણી સરકાર,
વેઠને લાત મારી ઠેકથી,
કર્યો પૂર્ણ અસહકાર—રણનાં.

ખેડામાં ખેલતા અબ્બાસજીરે, બની બહાદુર જુવાન,
મિઠ્ઠાણી આવ્યા ગુજરાતમાં,
દેતા રાષ્ટ્ર તણું જ્ઞાન—રણનાં.

આલીમના મોટા ઉલ્મારે, કર્યો સાથે કરાર
તર્કે-મવાલાત તો કરો
સૌ મુસ્લીમ નરનાર—રણનાં.

આફત ખિલાફત આવી પડીરે, જુઓ પંજાબના માર
જલીયાંબાગે જઈ ઉભા રહો,
સુણો ધ્વનિ અસહકાર----રણનાં.

કલ્યાણ, દયાળ બે જોડીઆરે, જેને એદરૂસની સહાય,
ભારતમાં સુરત આગળ કર્યું,
હવે ગાશે જયકાર—રણનાં.

વરધામાં જમનાજી જાગીઆરે, જેને વેપારીનો સંગ,
રેંટીઓ પ્રેમથી વધાવીઓ,
વિદેશી માલ કર્યો બંધ—રણુનાં.

હક સાહેબ હકનો રહ્યારે, બન્યા સાચા ફકીર,
ગંગા તટપર જઈ વસ્યા,
ધન્ય આવા જે વીર—રણુનાં.

આબાલવૃધ્ધ સૌ દેશનારે, ખેલે રેંટીઆના ખેલ,
સુતરના તાંતણા તાણતાં
સૌ હોંસે જાય જેલ—રણુનાં

મારો નહિ મરતાં શાખોરે, આવો ગાંધીજીનો મંત્ર,
મંદિર ગણો તમો જેલને,
તમો થાશો સ્વતંત્ર—રણુનાં.

આલમ અઢાર આવી મળીરે, પડે રણુમાં બહાદૂર
રેંટીયા ચક્ર લઈ હાથમાં,
ગોળા ફેંકે દૂર દૂર—રણુનાં.

ઝુઝે છે વીર બધા જંગમાંરે, ધરી અહિંસાની ઢાલ
જેલમાં જતાં જે ડરે નહિ,
સુંપે દેતા જાનમાલ—રણુનાં.

દેશના બંધુ જાગજોરે, તજી આળસ તમામ.
આવો અવસર નહિ આવશે,
રાખો ભારતનું નામ—રણુનાં.

—શ્રી ગોધરાકર.

# ૧૮. હિંદનો ઉધ્ધારનાર.

ઉગ્યો સખિ ! હિંદનો ઉધ્ધારનાર,
દેશઘેલો ગાંધી ગુજરાતમાં.
આવી સખિ ! ભારતના ભાગ્યની સવાર.
કિરણ કિરણ પ્રગટે પરભાતનાં.
ભારત માનાં બાળુડાં કરતાં દુઃખપોકાર
અન્નવસ્ત્ર વિણ ટળવળે દુઃખભરિયો સંસાર.
જાગ્યો સખિ ! દુઃખ પાપ દૂર કરનાર
દેશઘેલો ગાંધી ગુજરાતમાં.
પ્રેમ વડે દેહતણાં કરતો જે દાન
વિશ્વપ્રેમી સંત ગાંધી માત્મા
રાજા દુઃખ કરી પીડતો, વળી એનો વેપાર,
દુઃખ દૂર કરવા સૂચવ્યો, ચરખો તારણહાર;
આવે સખિ ! સૂતરને તાંતણે સ્વરાજ
થાય દૂર દુઃખ સહુ જાતનાં.
આય હિન્દ માત વિશ્વ કેરી સરતાજ
કિરણ કરી પ્રકાશે એ પ્રભા તણાં.
—શ્રી નટવરલાલ વીમાવાળા.



## ૧૯. રાસ.

મોહનમંત્રે જગાડી આલમ હિંદની રે લોલ—ટેક.
વેણુ સત્યની વગાડી ગભીર નાદની જો— મોહન.
અખિલ ભારતમાં ભવ્યતાથી ભભકતી રે લોલ.
અસહકારમાં બતાવી ચાવી અભયની જો— મોહન.
વીર હાક તો વગાડી વિશ્વ વ્યાપતી રે લોલ.
ગર્જના ભજાવી સત્યસિંહનાદની જો— મોહન.
દીધી શુધ્ધ જીવનધર્મ તણી બાતમી રે લોલ.
ગાંધી-ધર્મ-દીક્ષા પૂણ્ પરમ પાવની જો— મોહન.
જીવન સાદું, ઉંચાઇ તો વિચારની રે લોલ
તજી વૈભવ ધર્યા સજી આચારની જો— મોહન.
અડગ પ્રલ્હાદ હિંદભક્ત ભાવતાં રે લોલ
ભડ ભગીરથ સ્વતંત્ર-ગંગ લાવતા જો— મોહન.
પૂર્ણ પ્રગટ્યો છે ભાણ ભારતભોમનો રે લોલ
અસત્ય, અનીતિ, તણા હોમનો જો— મોહન.
હિંદહૈયામાં હામ તો તમામ છે રે લોલ
હિંદીવાન પુણ્યનામ મહિં માન છે જો— મોહન.
ભાગ્યભાણ તો ઉદે થયો છે ભારતી રે લોલ
જ્યાં ઉદે થાય શ્રી ગાંધી વીર મહારથી જો— મોહન.

—શ્રી વિઠ્ઠલરાય આવસત્થી.

## ૨૦. ગાંધીજી.

પોરબંદરથી નીઃસર્યા મહા ગાંધી રે,
એ તો પરવસીયા ગુજરાત;
કમ્મર બાંધી રે. ૧

રૂડી સાબરમતીને તીર,
મહાત્મા ગાંધી રે;
વાળી આસન બેઠા એ વીર;
કમ્મર બાંધી રે. ૨

પીવા ખાવાના રસ એણે છોડીઆ,
મહા ગાંધી રે;
એને પહેરવાં ખાદી વસ્ત્ર,
કમ્મર બાંધી રે. ૩

આજે ભારત મહિમાનો સંઘ,
મહાત્મા ગાંધી રે;
કાંતે રેંટીયા ઘેરેઘેર,
કમ્મર બાંધી રે. ૪

ન્યાય નીતિની રાખી છે ટેક,
મહાત્મા ગાંધી રે;
એનો સાચા સાધુનો ભેખ,
કમ્મર બાંધી રે. ૫

એ તો થાકયો ન થાકે વીર,
મહાત્મા ગાંધી રે;
એને હૈયે છે મ્હોટી ધીર,
કમ્મર બાંધી રે. ૬

એને શસ્ત્ર સત્યાગ્રહ સોહ્યલાં,
મહા ગાંધી રે;
માંડયાં અસહકાર નિશાન,
કમ્મર બાંધી રે. ૭

મન જીત્યો તે જીત્યો સંસાર,
મહાત્મા ગાંધી રે;
એ તો સન્તોએ સારવ્યો સાર,
કમ્મર બાંધી રે. ૮

હોય શૂરા તે કરજો સાથ,
મહાત્મા ગાંધી રે;
એણે બીડી છે બળીયા શું બાથ,
કમ્મર બાંધી રે. ૯

પહેલાં કહેતાં ગાંડી ગુજરાત,
મહાત્મા ગાંધી રે;
હવે ગાજે ગાંધીની ગુજરાત,
કમ્મર બાંધી રે. ૧૦

— શ્રી શયચાર.

## ૨૧. ગાંધીજીનો કારાવાસ.

સરકારે પૂર્યા ગાંધીજી જેલમાં,
જે સાંભળતાં દિલ સૌના ચીરાયજો;
છાતી ફાટે હૃદય મુઝાયે હિંદનું.
હિંદ તણા શિરતાજ ગયા છે જેલ જો—સરકારે. ૧

દુશ્મનની પણ આંતરડી દૂભાય છે,
દુઃખ પામે છે દેખી આ અન્યાય જો;
આ સરકારે ઘોર જુલમ કીધા ઘણા,
પણ ગાંધીને જકડી વાળ્યો દાટ જો—સરકારે. ૨

દુશ્મનનું પણ દિલમાં સારૂં ચિંતવે,
દુશ્મનની સેવા કરવા તૈયાર જો;
પ્રેમતણા મંત્રોથી સૌને જીતીઆં,
એવા ગાંધી આજ પૂરાયા જેલ જો—સરકારે. ૩

આંખો ખોલો, ઉંઘ ઉડાડો બ્હેનીઓ,
ગાંધીજીની આજ્ઞા સરવે પાળજો;
ગાંધીજી વ્હાલા જો તમને હોય તો,
પરદેશી કાપડની છોડો પ્રીત જો—સરકારે. ૪

એક વચન ગાંધીનું કોટી રત્નનું,
પરદેશી વસ્ત્રોની ફુટી બદામ જો;
કહો તમે એમાંથી સાચવશો કયું ?
ગાંધી આજ્ઞા કે પરદેશી વસ્ત્ર જો—સરકારે. ૫

ગાંધીજીએ જ્ઞાન તમોને આપીયું,
તમ કાજે વેઠયા દુઃખ પારાવાર જો;
તમ કાજે વળી આજ ગયા છે જેલમાં,
ગાંધી આજ્ઞા પાળો વ્હાલી બ્હેન જો—સરકારે. ૬

પરદેશી વસ્ત્રો લક્ષ્મી લૂંટી ગયાં,
ભાઇ ભાંડુ લાખોના લીધા પ્રાણ જો;
નાણાં દાણા ખૂટયા એના સંગથી,
પરદેશી પ્હેર્યામાં પૂરી હાણ જો—સરકારે. ૭

અરે દયાળુ બ્હેનો આ શી કઠોરતા,
નિર્દયતા તમને શોભે નહિ બ્હેન જો;
આસુ સારો હૈયું ખોલો આપનું,
સમજીને ખાદી પહેરો ભલી ભાત જો—સરકારે. ૮

પત્થર પણ પીગળે છે ગાંધી પ્રેમથી,
પત્થરથી પણ આપ જશો શું બ્હેન જો;
ધર્મ તમારો સમજી ખાદી પહેરજો;
પરદેશી વસ્ત્રોને બાળો આજ જો—સરકારે. ૯

જે બ્હેનો પરદેશી વસ્ત્રો પ્હેરશે,
દેશ તણી દુશ્મન કહેવાશે તેહ જો;

દુઃખ પામી બીજાંને પણ દુઃખ આપશે,
જીવતર એનું જાશે કેવળ ફોક જો—સરકારે. ૧૦

સમજુ બ્હેનો, સમજો સાચી વાત આ,
તમને કહું છું સાચો ખાદીધર્મ જો.
ખાદી પ્હેરી દેશ તણી સેવા કરો,
માનો બ્હેનો સાચી મારી શીખ જો—સરકારે. ૧૧



## ૨૨. ગાંધી મહિમાનો રાસડો.

અવનિ ઉધ્ધારવા અવતર્યા, પોરબંદર ગાંધી મહારાજરે
ધન્ય ધન્ય ગાંધી વીરા રે—

બાલ્યાવસ્થાથી સત્યના રે,
બન્યા સાચા શૂરા મહા ભક્ત રે. ધન્ય
ભક્તિ કરી માત તાતની રે,
પરમારથ શીખ્યા બધી ટેવ રે. ધન્ય

જ્યારે વિલાયત સંચર્યા રે,
વીર-માતાએ બાધા દીધ રે. ધન્ય
પરસ્ત્રીનો સંગ તમે છોડજોરે.
દારૂ માટી કરાવ્યા બંધ રે. ધન્ય
ભણી ગણીને દેશ આવીઆરે,
પછી પહોંચ્યા આફ્રીકા દેશરે. ધન્ય
દેશી ભાઇઓના દેખી દુઃખડાંરે,
ઝંપલાવ્યું છોડી ધન માલરે. ધન્ય
બાર બાર વર્ષ દુઃખ વેઠયા રે,
જેલયાંત્રા કરી બહુ વાર રે. ધન્ય
પત્થર ફોડયા નિજ હાથથી રે,
પાયખાના કર્યા વળી સાફ રે. ધન્ય
જીવલેણ હુમલો વેઠી લીધો રે,
અણુસમજુ પઠાણનો ઘાય રે. ધન્ય
હિંદુ મુસ્લીમનું ઐકય સાધીયું રે,
ક્ષમા આપી પઠાણને સાવ રે. ધન્ય
પત્થર જેવાને કર્યા હીરલા રે,
નબળા ને બનાવ્યા વીર રે. ધન્ય
ડંકો વગાડયો જગતમાં રે,
જીત પામ્યા સત્યાગ્રહી વીર રે. ધન્ય

ભરતી કરી ગુજરાતમાં રે,
  દેવા બ્રીટીશ રાજને સહાય રે. ધન્ય

સત્યાગ્રહી ધ્વજ રોપાયો રે,
  ફેલાવ્યા છે ખેડાના લોક રે. ધન્ય

કાપ્યા મજુરના દુઃખડાં રે,
  ચંપારણમાં કરી દિન રાત રે. ધન્ય

શ્રદ્ધા હતી સરકારમાં રે,
  જાણે મળશે હિંદીને ન્યાય રે. ધન્ય

હિંદી પ્રજામત કોરે મૂકી રે,
  કર્યો રોલેટ એકટ પસાર રે. ધન્ય

ચેત્યા ગાંધીજી આ સમે રે,
  શરૂ કીધી મોટી ઝુંબેશ રે. ધન્ય

પકડ્યા પંજાબમાં પેસતા રે,
  વીર ગાંધીને પલવલ ગામ રે. ધન્ય

સંયમ પ્રજામાં નહોતો પૂરો રે,
  તેથી હુલ્લડ થયા ઠામ ઠામ રે. ધન્ય

દાબી દેવા બળ જોરથી રે,
  ડાયરે તો ચલાવી તોપ રે. ધન્ય

જલીયાનવાલા બાગની રે,
  કથા સાંભળતા જ્વાળા થાય રે. ધન્ય



પંજાબ જુલમની સાથે ભળ્યા રે.
　　ખિલાફતનો મહા અન્યાય રે. ધન્ય

હિંદુ મુસ્લીમ ભાઇબંધો થયા રે,
　　કર્યો બ્રિટન સાથે અસહકાર રે. ધન્ય

દહાડે દહાડે જોર જામી ગયું રે,
　　આત્મશુદ્ધિના યુદ્ધનું હિંદ રે. ધન્ય

લાલાજી, દાસ, નેહેરૂજી રે,
　　દેશપાંડે, પટેલ બડવીર રે. ધન્ય

મહમદ શૌકત અને કીચલુ રે,
　　મહા જોદ્ધા જોડાયા સાથ રે. ધન્ય

શાંતિનો મંત્ર બધે પાઠવ્યો રે,
　　રેંટીયાનો કર્યો રણકાર રે. ધન્ય

પરદેશી વસ્ત્રના મોહથી રે;
　　છોડાવી પ્રજા ભલી ભાત રે. ધન્ય

અસંજનું દુઃખ મહા કાપીયું રે,
　　જાણે જાગ્યા મહેતા નરસિંહ રે. ધન્ય

રાષ્ટ્રીય જ્ઞાન રૂડું આપવા રે,
　　સ્થાપી ગુજરાત વિદ્યાપીઠ રે. ધન્ય

આવ્યા શાહજાદા હિંદમાં રે,
　　બની નોકરશાહીના દાસ રે. ધન્ય

શાંતિનો મંત્ર પ્રજા ભૂલી ગઈ રે,
  જ્યારે મુંબઈ પડી હડતાળ રે. ધન્ય
જાગ્યું તોફાન મારામારી વધી રે,
  વીર ગાંધીની છાતી ચીરાયરે. ધન્ય
દેવી સરોજની, સાથમાં રે,
  ફર્યા આગેવાનો શાંતિ કાજ રે. ધન્ય
પૂરૂં પ્રાયશ્ચિત માથે લીધું ને,
  કરે ગાંધીજી ચાર ઉપવાસ રે ધન્ય
ચૌરીચોરાએ દાટ વાળીયો રે,
  પ્રજા બની પાગલ હેવાન રે. ધન્ય
યુદ્ધનો માંડવો રોપ્યો હતો રે,
  બારડોલી ગાંધી સરદાર રે. ધન્ય
ચૌરીચોરાના મહા પાપથી રે,
  બારડોલી લડત કરી બંધરે. ધન્ય
ફરી પ્રાયશ્ચિત આદર્યું રે,
  કર્યા પૂરા તે પાંચ ઉપવાસ રે. ધન્ય
શાંતિ પેગામ બધે મોકલ્યા રે,
  ફરી સ્થાપ્યું શાંતિનું રાજ્ય રે. ધન્ય
જોદ્ધા પૂર્યા છે બધા જેલમાં રે,
  સરકારે દેખાડયું જોર રે. ધન્ય

ગાંધીજી એકલા છૂટા હતા રે,
એને આપી છ વરસની જેલ રે. ધન્ય
હોંશે ગયા છે ગાંધી જેલમાં રે,
પુણ્યવંતી ભારતભૂમિ કાજ રે. ધન્ય
હિંદી સંતાન હવે જાગજો રે,
ખરૂં ટાણું આવ્યું છે આજ રે. ધન્ય
પરદેશી વસ્ત્રને છોડજો રે,
ધરો ખાદીના સાદા વસ્ત્ર રે. ધન્ય
પ્રીતિથી ફેરવો રેંટીયો રે,
શાણી બ્હેનો તમારો ધર્મ રે. ધન્ય
કોટી કોટી હોજો વંદના રે,
પૂજ્ય ગાંધી અમારા છત્ર રે. ધન્ય
માથે ચડાવશું ગાંધી આજ્ઞા રે,
લેવા સાચું ને શુદ્ધ સ્વરાજ રે. ધન્ય



## ૨૩. ગાંધીજી.

ગુણિયલ ગરવા ગાંધીજી પાછા પધારજો રે—ટેક,

શિયાળુ શાંતિ વાઇ રહી રે,
વીત્યા ઉનાળુ વાત રે. ગુણિયલ.

શાંતિ સુલેહમંડળ સૂઈ રહ્યાં રે,
વાતાવરણ કર્યું શાંત રે. ગુણિયલ.

શાંત ચોટા શાંત શેરીઓ રે,
શાંત છે એકી બજાર રે. ગુણિયલ.

દેશદ્રોહી શાંત દુશ્મનો રે,
શાંત છાની સરકાર રે. ગુણિયલ.

શાંત બોંબો શાંત બ્યુગલો રે,
શાંત બલૂનો અલોપ રે. ગુણિયલ.

શાંત બંદૂક શાંત રાઇફલો રે,
શાંત મશીનગન તોપ રે. ગુણિયલ.

શિયાળુ પાક પાકી રહ્યા રે,
શાંતિ વ્યાપી ઘેરઘેર રે. ગુણિયલ.

ગામ પાક્યાં, પાક્યાં ગોદરાં રે,
પાક્યાં છોટા મોટાં શહેર રે. ગુણિયલ.

ખાદીની ગાદી ગજાવતાં રે,
જેલ ગણી તમે મ્હેલ રે. ગુણિયલ.

તોડાયા છે ડરથર દેશના રે,
ધીંગી જાડી ભરી જેલ રે. ગુણિયલ.

જાગ્યા દેશી પરદેશીઓ રે,
જાગી પ્રજા બેફામ રે. ગુણિયલ.

આઠેમે પહોરે ઉજાગરા રે,
હિંદને નિંદ હરામ રે. ગુણિયલ.

મદપદ તૂટયા મદાંધના રે,
તૂટયે જાલીમનાં જોર રે. ગુણિયલ.

મોહ તૂટયેથી મોહાંધના રે,
તૂટયે તુમાખીના તોર રે. ગુણિયલ.

વૃક્ષો ઉંડાં અસહકારનાં રે,
માળી વિના મ્હોર્યાં આજ રે. ગુણિયલ.

આજે ચાલ્યાં આજે આંગણે રે,
સામે આ પગલે સ્વરાજ રે. ગુણિયલ.

—શ્રી વિહારી.

# ૨૪. ટોળાં ઉતર્યાં.

ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં—ટેક.

ઉતરીઆં કંઇ આથમણે ઓવારરે,
પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉતર્યા.
લીલી વાડીને મીઠી છાંયડી,
નિરમળાં નદીઓ કેરાં નીરરે. પરદેશી.
આંબે આંબે તે કોયલ લ્હેરતી;
ઉડંતા કંઇ રૂડા હંસ ને મોરરે, પરદેશી.
પૂરી પનોતી બેઠી દેશની;
અટારીએ કંઇ ભેરવના ભણકારરે. પરદેશી.
ઘેર ઘેર તે ઘુવડ બોલીયા,
રોવા લાગ્યાં કંઇ શ્વાન ને શિઆળરે; પરદેશી.
ધરમી રૂવે મેલી ધ્રુસકાં
અધર્મીના આનંદના નહિ પારરે; પરદેશી.
બાળા રાંડે તે બાર વર્ષની,
માની પહેલાં મરે નાનાં બાળરે; પરદેશી.

ધરણી સૂકાઇને થઇ વાંઝણી,
  કારમા બેઠા કળજુગના કાળરે. પરદેશી.

સૂના ચોરા ને સૂના ગૌચરા,
  સુના સુના પાણીઆરીના ઘાટરે; પરદેશી.

ભાંગી ભરવાડોની મોરલી,
  કારખાને કંઈ કામધેનું કપાયરે; પરદેશી.

થાપ્યાં થાણાંને કોઠીઓ,
  આદર્યાં કાળા કોપના વેપારરે; પરદેશી.

ત્રુટી શાળોને ત્રુટયા રેંટીઆ,
  કારીગરોના કાપી નાંખ્યા હાથરે; પરદેશી.

કજીઆ કરાવી ભાઈ ભાઇમાં,
  પોતે થઇને બેઠા મોટા ભૂપરે. પરદેશી.

આવ્યા ઓઢીને એવી કાંચળી,
  ઓળખાયા નહિ અંતરના ભોરીંગ રે; પરદેશી.

કરી કચેરીઓ ઉંચે ડુંગરે,
  વાળવા બેઠા દેશ કેરા દાટરે; પરદેશી.

વાગ્યાં ભુંગળાં ને આવી ગાડીઓ,
  ધુમાડાના ઉડે ગોટાગોટરે. પરદેશી.

વધ્યા કાયદાને વધી કોરટો,
  વધ્યા કંઈ ગુન્હાના કરનારરે; પરદેશી.

વકીલો વધ્યા ને વધ્યા ડોક્ટરો,
  વધ્યા કંઈ કજીઆ અને રોગરે; પરદેશી.

એવો વેરો તે નાખ્યો આકરો,
  ખેડુતોને ખાવા ન મળે ધાનરે; પરદેશી.

ગરવા ગામડાંનાં ઝૂરે ઝુંપડાં,
  માડીજાયા પરદેશ પળાયરે; પરદેશી.

દાદા બોલ્યા ને લોકે સાંભળ્યુ,
  પૂરેપૂરી આવી નહિ શુધરે; પરદેશી.

એવે આવ્યા ગાંધીજી મોખરે,
  યુગ યુગની ઉડાડી ઉંઘરે; પરદેશી.

દેશ તણો એ સાચો દીકરો,
  કર્મવીર કસ્તુરબાના કંથરે; પરદેશી.

જર્મન ગાજ્યાને ગાજી મેદની,
  સરકારની વારે ચઢયા લોકરે; પરદેશી.

નાણુંવાળાએ નાણું ધીરીઆં,
  શૂરવીરે રેડયાં કંઇ લોહીરે; પરદેશી.

એવે આવ્યો રે કાળો કાયદો,
  ચમકી ઉઠી રૈયત ચોપાસરે; પરદેશી.

સાચું કહેતાં સાચું બોલતાં,
  ગાંધીજીએ શીખવ્યું ગામેગામરે; પરદેશી.

એક દિવસ બધે પાળીઓ,
　હાટડે હાટડે પાડી હડતાળરે; પરદેશી.

રૂડી સરકાર રાંક લોક પર,
　તૂટી પડી જાણે વરૂ વાઘરે; પરદેશી.

ઠામે ઠામે જંજીરો ગોઠવી,
　ઠામે ઠામ ઉડાડયાં બસુનરે; પરદેશી.

એવો જુલમ એણે આદર્યો,
　કહાણી કહેતાં કાળજું કટકા થાયરે, પરદેશી.

તુર્કી માટેનું વચન તોડીયું,
　સળગી ઉઠયા સાચા મુસલમાનરે; પરદેશી.

ગાંધીજીનેરે કહેણુ મોકલ્યાં,
　ત્યાંથી માને માઠા બેઠા દિનરે; પરદેશી.

ગાંધીજીએ પણ આદર્યાં,
　ટાળીશું અથવા વાળશું આ સરકારરે; પરદેશી

ગાંધીજીએ લીધા હાથમાં
　આડીજાયા હિન્દુ મુસલમાનરે; પરદેશી.

મહેલ માનીને જજો જેલમાં,
　છાતી ઉપર ઝીલજો બંદુકરે; પરદેશી.

માના જેવું હૈયું રાખજો,
　દિલમાંહી રાખજો નહિં ડંખરે; પરદેશી.

શાળા છોડોરે તમે બાળકો,
  એ છે મોટું ગુલામીનું ઘરરે: પરદેશી.

વકીલો તમે વકીલાત છોડજો,
  તમારા પરે એ રાજના થંભરે: પરદેશી.

એની સભા મહીં જાશો નહિ,
  એ સ્મશાને લીધા મોટા ભોગરે: પરદેશી.

ગાંધીજીને પૂર્યા જેલમાં,
  સરકારને લાગી ફેરે લ્હાયરે: પરદેશી.

પાયા ડગમગીઆ એના રાજના,
  ડોલતાં એનાં સિંહાસન દેખાયરે: પરદેશી.

—શ્રી કવિ હંસરાજ.



## ૨૫. બ્હેનો પ્રત્યે.

બ્હેની સ્વરાજ શાથી આવશે રે લોલ
એનો બતાવ રાજમાર્ગ જો—બ્હેની

પરદેશી કાપડ છોડતાં રે લોલ,
પ્રાપ્તિ સ્વરાજની થાય જો—મ્હેની

શુદ્ધ સ્વદેશી વ્રત પાળતાં રે લોલ,
રેંટીઆથી આવે સ્વરાજ જો—મ્હેની

વ્યસનોને વૈભવ ત્યાગથી રે લોલ,
સાક્ષાઈ સ્થાપે સ્વરાજ્ય જો—મ્હેની

સંપ વધાર્યે સહુ કોમમાં રે લોલ,
આવે સ્વરાજ દોડાદોડ જો—મ્હેની.

દુશ્મન વિરોધીને પ્રેમથી રે લોલ,
જીતી લીધાથી સ્વરાજ જો—મ્હેની

અંત્યજને બંધુ ગણ્યે રે લોલ,
પામો સ્વરાજનો પ્રસાદ જો—મ્હેની.

હોંશે જવાથી જેલમાં રે લોલ,
તૂટે સ્વરાજના બંધ જો—મ્હેની.

વ્હાલાને જેલમાં મોકલ્યાં રે લોલ,
થાય સ્વરાજ્યની મહેર જો—મ્હેની.

માતા કાજે પ્રાણ અર્પતાં રે લોલ,
પામો સદાય સ્વરાજ જો—મ્હેની.



## ૨૬. રણે વિદાય.

હણહણતો હય બારણે, વીરા ! પેંગડે પાય ધરોજી !
પેંગડે પાય ધરોજી. વીરા ! મુહૂર્ત સમો આ ખરોજી !
આંખમાં અંજન, રણરસરંજન, ગુંજન યુદ્ધગીતોનાં,
વાંકી વાંકી મ્હેરી પાઘ પીળી આ, વિંધશો નેણુજ કોનાં ?
વીરા પેંગડે પાય ધરોજી ! ૧

તાણી તાણી આ મૂછ છે મરડી, કરડી રહ્યા હોઠ રાતા.
વારે વારે મુખ મારે ખુંખારા ને તડપી રહ્યા પગ તાતા !
વીરા પેંગડે પાય ધરોજી ! ૨

દડબડ દડબડ દમભર દોડી, ખૂબ ખુંદો રણ ખાંતે.
ચહુંદિશ અસિ ચમકાવી બતાવો, શૂરપણું ક્ષણમાં તે !
વીરા પેંગડે પાય ધરોજી ! ૩

વીરપિતાના વીરછૈયા તે ચૂકશે કયમ આ દહાડો ?
વીર રસે રણકુંજ ઘૂમીને શિરના ફૂલ ઉડાડો ?
વીરા પેંગડે પાય ધરોજી ! ૪

ભારતમાત ઉભી ઉંબરામાં આશિષ દે શુભ આજે !
હણહણતો હય વીર ! ચઢો આ, જયજય દુન્દુભિ વાજે !
વીરા પેંગડે પાય ધરોજી ! ૫

—શ્રી ખબરદાર.

## ૨૭. ગુજરાતનો યજ્ઞકુંડ.

દુઃખમાં શૂરા રે ઓ ગુજરાતી વીરા !
આવો, પૂરા રે, ખમવા દુઃખના ચીરા ! –(ધ્રુવ)

કડકડ તૂટે ક્રોડ કડાકા, પર્વત ફૂંકે ફાટે,
ઝળઝળ જ્વાળા વ્યોમ જળાવે. ઊભા રહો દઢ વાટે ! દુઃખમાં.

નથી પડવું પાછા હામ કરીને આજે આપ શૂરાનું;
નથી અબળાને દમવું; આ છે જડચેતનનું લ્હાણું ! દુઃખમાં.

સત્યજ પ્રભુના પ્રાણ અમારા, સત્યજ અંગ અમારાં;
સત્યજ રક્ત વહો અમ નસમાં; સત્યજ વ્રત અમ ન્યારાં; દુઃખમાં.

માયા સૌ ઘર બાર તણીને સુખની ડોળી દફની;
આત્મશૌર્યનાં શ્વેત સજ્યાં પટ, ના કાયરની કફની; દુઃખમાં,

પાય પડ્યા, વિનવ્યા કંઈ કંઈ, શું હદ હીણને રટવું !
હવે પડ્યાં, રગડાયા રણ ત્યાં ના હટવું, ના હટવું ! દુઃખમાં.

ભારત-દુઃખ શિરે અમ લેતાં, હૈયાં કેમ ન ફૂલે ?
ઓ ભારત ! નિધિ પાર ઉતરજો, અમ રાબડગને પૂલે ! દુઃખમાં.

વાટે ઘાટે છાતી ફાટે, થાય સ્મશાની દુનિયા;
નવલખ આંખે વ્યોમ રૂવે પણ પાછું જૂએ ન મરણીઆ. દુઃખમાં.

એજ અલખની ધૂન અમારી, મૂંગે મુખે દુ:ખ સ્હેવું.
બેડીની જડ જડતાં અરિ પણ આખર રોશે એવું. દુ:ખમાં.
કીર્તિ અમોલી ભારત કેરી આજ અમારે હાથે.
ઓ વીરા ! જગને ભૂલવવી આ ગરવી ગુજરાતે ! દુ:ખમાં.
ધર્મક્ષેત્ર એ, કર્મક્ષેત્ર એ, રણક્ષેત્ર અનેરું !
જયજય કોને ભાગ્ય અદલ એ પુણ્યજ ભારત કેરું ? દુ:ખમાં.
દુ:ખમાં ગાજે પૂરા રે, સત્ય પ્રેમ રસ ધારા. દુ:ખમાં.

—ખબરદાર.



## ૨૮. વીર બાળાઓનો રાસ.

હાં........સહુ સાથમાં, ગુણ ગાઈએ હિન્દમાતાનાં.
સહુ ગાઈને, જગવીને, જગાડિએ બન્ધુ આપણા.
...હાં....સહુ

કરો અસ્ત્ર શસ્ત્ર સજ્જ સહુ એ તલવાર,
લડે બન્ધુ રણે આજ એ આપણા રે.

બચાવ જીતે, લડે જો બન્ધુ પ્રીતે,
નાતજાત ભય મેલી, નિજ ધર્મ કો ભૂલે નહિ,
તો વિજય દેવી જયમાળા અરપે
બન્ધુ કંઠમાં....હાં....સહુ૦

બન્ધુ વ્હડશે રણુમહીં, કરશું અંબાસેવ,
આત્મબળે એ જીતશે, સ્વરાજ્ય તો તતખેવ.

પછી ઉજાણી, કરો સખી સુજાણી,
દઇ માતને વધામણી, ઉમંગ અતિ આણી,
દેશે આશિષો બાળને ....હાં....સહુ૦

—શ્રી જયન્ત.



## ૨૯. હિંદદેવીનો વિલાપ.

કોણ કને ઉર ખોલું,
આ....જ કોણ કને ઉર ખોલું?
કેવું બળે,ક્યાં બોલું ? આજ—

સ્વતંત્રતા પર કામ મઝાપો,
દીન દશા થઈ મારી,

લક્ષ્મી લુંટાઈ, પરઘર નાઠી,
    થઈ હું બહુ દુઃખિયારી    આજ–

ભૂખે મરે મુજ બાળ બિચારાં
    શક્તિ સર્વ હણાઈ.

ગયું નૂર ને શૂર ગયું સહુ–
    દુઃખ દરિયામાં તણાઈ    આજ–

પરદેશીએ વાસો કીધો
    આ ભૂમિમાંહિ આવી;

દુઃખના ડુંગર કીધા ઉભા,
    ફિર રડતું તે સંભારી    આજ–

ઈશ્વર મારી વ્હારે ધાજે
    બાળકનો કર ધરજે,

શક્તિ, સેવા, ચેતન ભરજે
    સંકટ સહુ સંહરજે...    આજ–



## ૩૦. સ્વામીને વિનતિ.

સ્વામી સુણોને મારી વિનતિરે લોલ.
જેલ જવાની મને હોંસ જો—સ્વામી૦

પ્રેમે પધારો તમે જેલમાંરે લોલ,
સાથે લેતાં મને જાવ જો—સ્વામી૦

સીતાજી રામજી સાથમાંરે લોલ,
વેઠયાં દુઃખો વનવાસ જો—સ્વામી૦

દુઃખો વેઠયાં છે આકરાંરે લોલ,
દમયંતિએ નળ સાથ જો—સ્વામી૦

અંધારા ઓરડીમાં પૂરશેરે લોલ,
તોપણ ડરીશ નહિ લેશ જો—સ્વામી૦

સાકર સમ મને ભાવશેરે લોલ,
જેલમાં રોટલો ને છાશ જો—સ્વામી૦

ચક્કીમાં દાણા પીસશુંરે લોલ,
ગાશું પ્રભુજીનાં ગીત જો—સ્વામી૦

પ્રાણ જાયે પણ ના ડરુંરે લોલ,
સાચવીશ શિયળ રત્ન જો—સ્વામી૦



જાવા હઉં કેમ એકલારે લોલ,
    અર્ધાંગના લ્યો સાથ જો—સ્વામી૦
એકલડી ઝૂરી મરૂં રે લોલ,
    જેલમાં ભજું પ્રભુ નામ જો—સ્વામી૦
સુખ દુઃખમાં ભાગ મારો રે લોલ,
    પૂરો સ્વામી મારા કોડ જો—સ્વામી૦



## ૩૧. આમંત્રણ

હૃદય હૃદયેરે, હૃદય હૃદયે ધરી સ્વદેશ વ્હાલ,
ગાવા ઘડીક ગાન યશનાં સહુ આવજોરે લોલ.
ભવન ભવનેરે, ભવન ભવને, ફાલ્યો સ્વરાજ્ય ફાલ,
રૂડા ફાલની પ્રસાદિ જરીક લાવજોરે લોલ.
    જે ભૂમિનાં તત્વથી પોષાયા સહુ પ્રાણ,
    જે ભૂમિનાં સત્વથી, પામ્યાં નવલાં ગાન.
વાવી સ્વમાનની વાડીઓ, હો સખિ શાણી!
ગુંજે સ્વતંત્રતાના નાદ, સૌ આવો સખિ શાણી!

પ્રાણુ પ્રાણેરે, પ્રાણુ પ્રાણે, ભરી સ્વદેશભાવ,
સહુ માતૃગાન ગાવા ઘડીક આવજોરે લોલ.

જે ભૂમિના વસ્ત્રથી ઢંકાયે અમ અંગ,
જેના ઉપકારો અતુલ અમ પર થયા નિઃશંક !

કરવા ઉદ્ધાર એ ભૂમિનો ઓ સાહેલી !
રચો ઘરઘર સ્વરાજ્યના યજ્ઞ હો શાણી સાહેલી–હૃદય.

—શ્રી સીતારામ શર્મા.



## ૩૨. વીરને વિદાય.

મ્હારા કેસરભીના કન્થ હો ?
સિધાવોજી રણવાટ. ટેક.

આભ ગૂંજે, ધરણી ધમધમે રાજ !
ઘેરા ઘોરે શંખનાદ;
દુંદુભિ બોલે મહારાજનાં હો !
સામંતના વીરવાદ;
મ્હારા કેસરભીના કન્થ હો !

આંગણુ રણધ્વજ રોપીઓ હો !
કુંજર ડોલે દ્વાર;
બંદી જનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝાર.
મ્હારા કેસરભીના કન્થ હો !

પૂર પડે દેશ ડૂલતા હો !
ડગમગતી મ્હોલાત;
કીર્તિ કેરી કારમી રાજ !
એક અખંડિત ભાત.
મ્હારા કેસરભીના કંથ હો !

નાથ ચડો રણઘોડલેરે,
હું ઘેર રહી ગૂંથીશ;
બખ્તરવજ્રની સાંકળી હો !
ભર રણમાં પાડવીશ.
મ્હારા કેસરભીના કન્થ હો !

સંગ લેશો તો સાજ સજું હો !
માથે ધરૂં રણમ્હોડ;
ખડ્ગને માંડવ ખેલવાં,
મારે રણલીલાના કોડ.
મ્હારા કેસરભીના કન્થ હો !

આવતાં ઝાલીશ બાણને હો !
ઢાળે વાળીશ ઘાવ;
ફૂલ ફૂટે મારા ઉરમાં રાજ !
ઝીલીશ દુશ્મન દાવ.
મ્હારા કેસરભીના કન્થ હો !

એક વાટ રણવાસનીરે,
બીજી સિંહાસન વાટ;
ત્રીજી વાટ શોણિતની સરિતે,
હો ! શૂરના સ્નાનનો ઘાટ.
મ્હારા કેસરભીના કન્થ હો !

જયકલગીએ વળજે પ્રીતમ !
ભીંજશું ફાગે ચીર;
નહિ તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને તીર;
મ્હારા કેસરભીના કન્થ હો !

રાજમુગટ ! રણરાજવી ! હો !
રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડીલો થનગને નાથ !
વાધો રણે મહાવીર !
મ્હારા કેસરભીના કન્થ હો !

—શ્રી કવિ ન્હાનાલાલ

## ૩૩. બ્રહ્મચારિણીઓનું ગીત.

અમે દેશની કુમારી બ્રહ્મચારિણીરે લોલ.
અમે સેવા સાધનારી બ્રહ્મચારિણીરે લોલ

  અમે શાંતિ સ્થાપનારી
  અમે પ્રેમ પ્રસારનારી

અમે દુઃખ ઠેલનારી બ્રહ્મચારિણીરે લોલ.
અમે સ્નેહ સેવનારી બ્રહ્મચારિણીરે લોલ
અમે પ્રભુને ભજનારી બ્રહ્મચારિણીરે લોલ

  અનંત યૌવનની વેલ
  અખૂટ આનંદની રેલ

અમે બ્રહ્મ ગજવનારી
  બ્રહ્મચારિણીરે લોલ.

—શ્રી મયૂરક

## ૩૪. સ્વરાજનો ગરબો.

લઇશું, લઇશું, લઇશું રે, અમે હવે સ્વરાજ્ય લઇશું,
સ્વરાજ્યનો ઝુંડો ફરકાવી, મુક્ત ગુલામીથી થઇશું રે—અમે.

વિદેશી વસ્ત્રનું દહન કરીને, ખાદી અંગે ધરીશું રે—અમે.
મહાસભાની આજ્ઞામાં રહીને, કાયદાનો ભંગ કરીશું રે—અમે.
હસતાં હસતાં જેલમાં જઇશું, જેલને મહેલજ માનીશું રે—અમે.
કૃષ્ણજન્મનું સ્થાન છે સુંદર, અધિક આત્મબળ ધરીશું રે—અમે.
મરતાંયે નહિ મારીએ કોને, અડગ સત્યાગ્રહી રહીશું રે—અમે.
સાચી શિખામણ ગાંધીજીની અવિનાશી ઉર ધરીશું રે—અમે.



## ૩૫. હિંદનું ભવિષ્ય.

માજી હવે ઉજળી થાશે રાત, અંધારી આથમી રે લોલ,
વ્હાણલાં વાશે થાશે પ્રભાત, દુઃખડાં જાયે શમી રે લોલ.
માજી તારા ઘાયલ પૂત સપૂત સૂતેલા જાગશે રે લોલ,
માજી થશે ઝાઝો ઝંપાપાત જાનસુખ લાગશે રે લોલ.
જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ.
વરસશે સ્વાતિના * વરસાદ આકાશથી આવશે રે લોલ,
માજી બેઠીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ.
જાગશે રામ વિનાતામાં સંપ ગર્વગંજર × થશે રે લોલ,
જાગશે જાગશે જાદવચંદ્ર + અધમ ઉદ્ધારશે રે લોલ.
જાગશે અર્જુન થઈ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.

જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ,
માજી એને યુગયુગનાં અપવાસ, કરશે પારણાં÷ રે લોલ.
જાગશે શિવાજીનાં સૈન્ય ધરતી ધ્રૂજાવશે રે લોલ,
જીતશે કુડકપટનાં ખેલ કુડ ત્યાં ધૂળ થશે રે લોલ.
માજી તારી કૂખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
માજી તારાં દુધમલ પીશે દૂધ, દૂધ દીપાવશે રે લોલ.
મંદ મૃદુ હિમાળાના વાયુ ઉત્તરનાં વાયા જશે રે લોલ,
માજી જશે રોગ શોકના થોક શીતળતા શાંતિ થશે રે લોલ.
ઝરશે અમીઝરણાં વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
ક્યારડે કલ્પતરૂનો = પાક કણના અળશી થશે રે લોલ.
માજી એવા મોંમાંગ્યા વરસાદ કુંદનના † વરસશે રે લોલ,
આવતી સાગરિયાની છોળ રતનચોક ⁶ રેલી જશે રે લોલ.
માજી તારો ભાગ્યસવિતા ભર્ગ – સિંચતો ચડતો જશે રે લોલ,
પ્રભુના શરદપુનમના ચંદ્ર સમો મંય સ્થંભી જશે રે લોલ.
માજી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખા થશે રે લોલ,
માજી તારો જય જય જય જયકાર જગત ત્રણ ગાજશે રે લોલ.

—શ્રી વિહારી.

---

* નક્ષત્રનું નામ × ગર્વથી ગાજશે + કૃષ્ણ. ÷ અપવાસ પછીનું ભોજન
= કલ્પવૃક્ષ – મનમાન્યો † સોનાના ⁶ રત્નોથી ભરેલો ચોક – પ્રકાશ.

સમાપ્ત

# ગાંડીવ
# સાહિત્ય મંદિર
૧૮૦—કેળાંપીઠ
## સુરત.

### ઉદ્દેશો.

(૧) શુદ્ધ, શિષ્ટ અને રાષ્ટ્રીય સાહિત્ય લખાવવું તેમજ બહાર પાડવું. (૨) એવાં ઉત્તમ સાહિત્યનો પુસ્તકો, પત્રિકાઓ અને ચોપાનીયાં દ્વારા પ્રચાર કરવો. (૩) અન્ય સંસ્થાઓને સારાં પુસ્તકો મેળવી તથા લખાવી આપવાં. (૪) લેખકો, અનુવાદકો અને કવિઓને ઉત્તેજન આપવું. (૫) સમાજમાં પ્રસરેલાં ગંદા શૃંગારી સાહિત્યને દૂર કરવા પ્રયત્ન કરવો. અને તેને સ્થાને બોધદાયક, રમુજી તથા સ્વદેશાભિમાની સાહિત્યને ફેલાવવું. (૬) હિંદી ભાષાનો પ્રચાર કરવા પ્રયત્ન કરવો.

# ગાંધીજીનો જેલનો અનુભવ

“ જેમ જેમ દહાડો વધતો ગયો, તેમ તેમ કામનો બોજો વધારે વધારે જણાયો. દરોગો બહુ તીખો હતો. ‘ ચલાવો ચલાવો ’ એવા પોકાર કરી રહ્યો હતો. તેમ તેમ હિંદી ગભરાતા હતા. કેટલાકને મેં રોતા પણ જોયા. એક જણનો પગ સૂઝેલો જોયો. મારૂં દિલ આથી રડતું. છતાં હું સહુને કહેતો હતો કે દરોગાની દરકાર ન રાખતાં સૌએ સાચા દિલથી કામ કરવું. હું પોતે પણ થાકયો. હાથમાં ફોલ્લા સખત પડયા. તેમાંથી પાણી ચાલ્યા. વાંકું વળવું એ મુશ્કેલ હતું, અને કોદાળીનો ભાર મણ જેટલો જણાયો. હું તો ઈશ્વર પાસે માગ્યા કરતો હતો કે મારી લાજ રાખે, મને અપંગ ન કરે, ને હું કામ બરાબર કરી શકું એટલું મને જોર આપે. * * દરોગો મને ઠપકારવા લાગ્યો. * * આ વખતે મિ. ઝીણાભાઇ દેસાઇને મેં મૂર્છિત થતા જોયા........

ગાંધી ગ્રંથમાળા—૨

# શિવદયાળની શોધ

" આ સંસારમાં સત્યથી બીજો કોઇ ધર્મ નથી. જેઓ લાલચોને વશ થઇ સત્ય ચૂકે છે તેઓ કદી સુખી હોતા નથી, દુનિયાની નજરે તેઓ અનેક પ્રકારની મોજ માણતા જણાય છે, પણ અંદરથી તો તેમનું દુઃખ તેઓજ જાણે છે. વળી દુનિયાની મોજમઝા તો ચાર દિનની ચાંદનીની જેમ નાશ પામી જાય છે, ત્યારે તેમનાં દુઃખનો પાર રહેતો નથી. લાખો માણસ અસત્ય માર્ગે ચાલીને દુઃખી થાય છે તો પણ કોઇકજ સત્ય રસ્તે ચાલવાની હોંસ કરે છે. જે સત્ય રસ્તો પકડે છે તે સુખી છે. એવા સત્યવાનના દર્શન થયા એ પણ ચઢતા નસીબની નિશાની છે, "

" બાપા, મને એવા સત્યવાનનાં દર્શન ન થાય ? " શિવદયાળે પોતાના પિતા શાંતિદાસને પૂછ્યું.

દીકરાના સવાલથી ખુશી થઇને તેણે જવાબ આપ્યો કે—" થઈ શકે, દીકરા ? ભાગ્યમાં હોય તો. "

આ રીતે શરૂ થતી ટોલ્સ્ટોયની આ ચાનકદાર અને રસીલી વાર્તા ( જે તમારા બાળકને વાંચ્યા વિના નહિજ ચાલે ) આફ્રિકામાં ગાંધીજીના ઇંડિ. ઓપિ. નામના છાપામાં પ્રગટ થઈ હતી. છૂટથી લ્હાણી કરવા લાયક છે. ટપાલ ખર્ચ સાથે બે આના.

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

શબ્દે શબ્દે, બોધ;

વાક્યે વાક્યે,———

નીતિનાં રહસ્યોનો સ્ફોટ;

———પ્રકરણે પ્રકરણે

પરમ ગૌરવમયી,

ગૂઢ, ગંભીર,

પ્રભાવશાળી વિચાર સરણી

ભર્યું

મહા મહિમામય ગ્રંથરત્ન

# નીતિધર્મ અને સર્વોદય.

લખનાર

મોહનદાસ ગાંધી.

ન મંગાવ્યું હોય, તો આજેજ લખો. કલામય

પદ્ધતિથી છાપેલું આંખે ઉડીને વળગે એવું દેખાવડું પુસ્તક.

કિમ્મત આઠ આના.

માંડવ સાહિત્ય મંદિર, સુરત.

ગાંધી ગ્રંથમાળા —૫

# મૂરખરાજ વિગેરે

ભાગ પડયા અને ભાઈઓ ન લડયા એ સેતાનને બહુ વસમું લાગ્યું. તેણે તેના ત્રણ ગુલામોને બોલાવ્યા અને બોલ્યો: “ પેલા ગામમાં મુર્ખો ને તેના બે ભાઇઓ વસે છે, દુનિઆના રિવાજ પ્રમાણે તો તેઓએ ભાગલા પાડતાં લઢવું જોઇતું હતું. તેને બદલે તેઓ સંપીને રહે છે. આનું કારણ પેલા મુર્ખાની મુર્ખાઇ શિવાય બીજું કાંઇ નથી. તેણે આપણું કામ બગાડયું છે. હવે તમે ત્રણ જણાઓ ત્રણ ભાઇની પાસે જાઓ અને તેઓને એકબીજા સામે એવા ચડાવો કે તેમની વચ્ચે લોહીની નદી ચાલે ત્યાં લગી લડે. બોલો, આ કામ તમારાથી બનશે કે નહિ ? ”

તેઓ બોલ્યા, “ હા સાહેબ, કેમ નહિ બને ? ”

સેતાને પૂછયું: “કહો તમે કેમ શરૂઆત કરશો ?”

ગુલામોએ જવાબ આપ્યો: “ એ તો સહેલ છે. પ્રથમ અમે તેઓને પાયમાલ કરીશું, અને જ્યારે એકેકના ઘરમાં સુકી રોટલીનો ટુકડો સરખો પણ નહિ હોય, એટલે તેઓ ભેગા થાય એમ યુક્તિ કરશું. કહો પછી કેમ તેઓ અરસપરસ વેર વિના રહી શકવાના ?”

ગાંધીજી કૃત “ મૂરખરાજ ” ની વાર્તામાંથી.

કિંમત આઠ આના

ગાંધી સાહિત્ય મંદિર, સુરત.

# રાષ્ટ્રીય ગરબાવળિ

## તમે ઇચ્છો તો છે જઃ—

કે તમારી પુત્રી, સાહિત્ય વિલાસી, સ્વદેશ પ્રેમી, બલવાન વિચારો અને ઓજસવાળી બને.

તમારી પત્ની, મિલનસાર, રાષ્ટ્રીય ભક્તિવાળી, અને સદ્‌ભાવનામયી બને.

અને તમારી બ્હેન માટે પણ એમજ.

## તો

પછી શા માટે રાષ્ટ્રીય ગરબાવળિ તેના હાથમાં મૂકતા નથી ?

આ ગરબાવળિમાં ગુજરાતના સારામાં સારા ગરબાઓની મધુર ચુંટણી કરેલી છે. તેમાં સંગીતરસ અને રાષ્ટ્રપ્રેમનો અદ્‌ભૂત ઝરો છે.

ગરબાઓમાં તેની લ્હાણી કરવામાં આવી છે. તમે પણ કરો. સચિત્ર નવી સુધારા વધારા સાથેની આવૃત્તિ કિમ્મત ૦–૪–૦

# અમૂલ્ય ઉત્કૃષ્ઠ પુસ્તકો

| | |
|---|---|
| ગાંધીજીના પત્રો (ખુલ્લા) | ૦—૬—૦ |
| ” ” (ખાનગી) | ૦—૬—૦ |
| ગાંધીજીનું મનોમંદિર | ૦-૧૦-૦ |
| અલિબિરાદરોનો મુકદમો | ૧—૦—૦ |
| સત્યાગ્રહ | ૦—૬—૦ |
| ગાંધીજીનું ચરિત્ર | ૦—૬—૦ |
| પાંડવગુપ્ત નિવાસ | ૦-૧૦-૦ |
| વિદ્યાર્થી આલમને- | ૦—૩—૦ |

તાકીદે લખો તોજ મળશે.

## —ઃકડાકૂટ મટી છેઃ—

જેઓને સફાઇદાર, સુઘડ પુસ્તકો છપાવવાં હોય, અને તેમાં શુદ્ધ ભાષા જળવાય એમ ઇચ્છા હોય તેમને અત્યાર સુધી ભારે કડાકૂટ હતી. હવે તે મટી છે.

અમારા ગાંડીવ મુદ્રણાલયમાં કોઇપણ પ્રકારે દુષિત ન હોય એવું સાહિત્ય છાપવા માટે લેવાની વ્યવસ્થા કરવામાં આવી છે.

પૂજ્ય સંચાલકોની જાતિ દેખરેખ હેઠળ કામ થતું હોવાથી બગડવાનો ભય ઓછોજ રહેછે.

તમારૂં કામ નીકળે, ત્યારે અમારા મુદ્રણવિભાગના મંત્રીને એક કાગળ લખશો. અથવા જાતે મળશો તો સોનાથી પીળું.

# નથી વાંચ્યાં કે?

## ગાંધી ગ્રંથમાળા

નાં

## પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | મારો જેલનો અનુભવ ... | ૦-૮-૦ |
| ૨ | શિવદયાળની શોધ ... ... | ૦-૧-૬ |
| ૩ | ધર્મનો ઉદ્ધારક ... ... | ૦-૬-૦ |
| ૪ | નીતિધર્મ ... ... ... | ૦-૮-૦ |
| ૫ | મૂરખરાજ... ... ... | ૦-૮-૦ |

આજેજ કોઈ પણ લાયબ્રેરીમાંથી મેળવીને વાંચો અને સંપત્તિ-શક્તિ હોય તો વસાવો, પણ વાંચજો તો ખરાજ.

પ્રગટ કર્તા:—

ગાંડીવ સાહિત્ય મંદિર,

૧૮૦, કેળાં પીઠ-સુરત.

The Phœnix Printing Works, Ahmedabad.